# શ્રી અજિત જિન સ્તવન

'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે'—એ રાગ.

અજિત જિનેશ્વરના પદપંકજે રે, મુજ મનમધુકર લીન;
પાવન જેના પરમ ચરિત્રથી રે, પ્રેરણ પામે પીન......અજિત૦ ૧.
સત્ત્વ શરીરબલ ને તપ સંજમે રે, અજિત સદા ય અજિત;
દુષ્કર શું તેને ? જેણે લહી રે, મોહકટક પર જીત...અજિત૦ ૨.
એક અંગુલીએ ત્રૈલોક્યને રે, નૃત્ય કરાવે જેહ;
લીલાથી તે મોહ મહીપને રે, જીત્યો અજિતે તેહ...અજિ૧૦ ૩.
ત્રાડ સુણી જે રાગ-મૃગેંદ્રની રે, જન-મૃગ પામે ત્રાસ;
તે પણ દીન થયો બકરી સમો રે, જેહ અજિત જિન પાસ...અજિત૦ ૪.
ગર્જનથી જે દ્વેષ-ગજેંદ્રના રે, શૂરના કંપે ગાત્ર;
તે નિજ અંકુશમાં જેણે લહ્યો રે, મૈત્રી-અંકુશે માત્ર...અજિત૦ ૫.
ક્રોધ પ્રતિ જે ક્રોધ ધરાવતા રે, લોભ પ્રતિ નિર્લોભ;
માન પ્રતિ જેને કંઈ [1]માન ના રે, માયાથી નહિ ક્ષોભ...અજિત૦ ૬.
મહાદેવોને પણ મન મથતો રે, જે માને તૃણરૂપ;
મન્મથ[2] તે જેના ધ્યાનાનલે રે, પામ્યો ભસ્મ સ્વરૂપ...અજિત૦ ૭.
મિથ્યાદર્શન જે મંત્રીશ્વરે રે, સુમતિને કરી કેદ;
તેનો ક્રૂર સુદર્શન ચક્રથી રે, જેણે કર્યો શિરછેદ...અજિત૦ ૮.
ઇત્યાદિક દુર્જય રિપુવર્ગનો રે, ગર્વ ઉતારી સાવ;
દુર્ગમ જેણે [3]દુર્ગો કર્મના રે, ભેદ્યા ઘાતિ સ્વભાવ...અજિત૦ ૯.
એમ પ્રથમ પરમેષ્ઠીપણું લહી રે, અર્હંત જે અરિહંત;
ધર્મામૃતની ઘનવૃષ્ટિ કરી રે, પામ્યા પદ અરુહંત...અજિત૦ ૧૦.
ગુણમકરંદ[4]તણા પ્રિય પાનથી રે, પ્રગટે પરમાનંદ;
ગુંજારવ **મનોનંદન** કરે રે, ગાવંતો ગુણછંદ...અજિત૦ ૧૧.

ભગવાનદાસ મનસુખભાઇ મહેતા

---

૧. આદર. ૨. કામદેવ. ૩. કિલ્લા. ૪. રસ.

# શ્રી જૈનધર્મપ્રકાશ.

## પુસ્તક ૫૫ મું

### સંવત્ ૧૯૯૫ ના ચૈત્રથી સં. ૧૯૯૬ ના ફાગણ સુધી અંક ૧૨ ની

## વિષયાનુક્રમણિકા

### ૧. ગદ્યબંધ લેખો

## ૨. ધાર્મિક ને નૈતિક ગદ્ય લેખો.

## ૩. પ્રકીર્ણ લેખો.



એકંદર લેખ સંખ્યા ૫૬+૯૪+૭=કુલ ૧૫૭.

પેટા વિભાગ જુદા ગણતાં લેખ સંખ્યા ૨૦૫

## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ગ્રંથ કે જેનું ભાષાંતર અમે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે, તેના કર્ત્તા જેઓ અપૂર્વ વિદ્વાન હતા તેમનું ચરિત્ર ભાઇ **મોતીચંદ ગિરધરલાલે** ઘણા જ વિસ્તારથી લખ્યું છે. તે અમે હાલમાં જ છપાવીને બહાર પાડ્યું છે. કોઇ પણ ગ્રંથકર્ત્તાના ગ્રંથનું આવું સુંદર પૃથક્કરણ કરેલ બહાર પડેલ નથી. એમાં કરેલો પ્રયાસ અવર્ણનીય છે. એ બુકના એકંદર પૃષ્ઠ ડેમી-આઠ પેજી સાડાછસો થયા છે. એ બુક વાંચ્યા સિવાય એના પર અભિપ્રાય આપી શકાય તેમ નથી, તેથી મંગાવો, વાંચો ને વિચારો. ગ્રંથકર્ત્તા ને ગ્રંથ બંને અજોડ છે. આ શ્રી ઉપમિતિભવપ્રપંચાનો ચોથો ભાગ જ છે. ચારે ભાગની ભેળી કિંમત રૂ. ૧૨॥ થાય છે તેના રૂ. ૧૦) લેવામાં આવશે. આ ચોથો ભાગ જ મંગાવનાર માટે કિંમત રૂ. ૩) છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

જેમણે પ્રથમના ત્રણ ભાગ ભેળા રૂ. ૯ામાં લીધા હશે તેની પાસેથી આ ચોથા ભાગના રૂ. ૨॥ લેવામાં આવશે. લાઇફમેમ્બર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

---

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાચે ભાગની કિંમત રૂ. ૧૧॥ થાય છે. તેના ભેળા મંગાવનાર પાસેથી રૂ. ૧૦) લેવામાં આવશે. માત્ર ત્રીજો ભાગ જે બહુ વખતથી મળતો નહોતો તે હાલમાં પ્રસિદ્ધ કરેલ છે. તે મંગાવનાર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ છ આના લાગે છે. આ ગ્રંથ પણ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાનવાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે.

---

## શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળ શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાતર જુદા જુદા પાંચ ભાગમા પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ–પર્વ ૧–૨ શ્રીઋષભદેવ, અજિતનાથ ચરિત્ર. કિ. રૂા. ૩-૪-૦
૨. બીજો ભાગ–પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીના ચરિત્રો. કિં રૂા. ૩-૪-૦
૩ ત્રીજો ભાગ–પર્વ ૭મું ( જૈન રામાયણ ને નમિનાથ ચરિત્ર ) ખાસ વાંચો. કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ–પર્વ ૮–૯ શ્રીનેમિનાથ ને પાર્શ્વનાથ ચરિત્ર કિં. રૂા. ૩–૦–૦
૫ પાંચમો ભાગ–પર્વ ૧૦મું શ્રીમહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨–૮–૦

પાંચે ભાગની કિં. રૂા. ૧૩–૮–૦ થાય છે. તેના ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧–૮–૦ લેવામાં આવશે. પોસ્ટેજ જુદું સમજવું.

---

## સાધ્યને માર્ગે

ભાઇ મોતીચંદ ગિરધરલાલના શ્રી જૈન ધર્મ પ્રકાશમાં આવેલા ૨૫ લેખોનો સંગ્રહ ૧૬ પેજી પૃષ્ઠ ૩૩૬ ની પાકી બાંધેલી બુક છતાં આર્થિક સહાય મળેલી હોવાથી કિંમત માત્ર આઠ આના જ રાખી છે. લેખો ખાસ ઉપયોગી અને અસરકારક છે. વાંચતા આનંદ ઉપજે તેમ છે. મુંબઇ બૅંક પાસેથી, ઠે. મલબાર વ્યુ, ચોપાટી સીફેસ અને ભાવનગર અમારી સભામાંથી મળશે. પોસ્ટેજ ૩ આના.

Reg. No. B. 156



મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઇ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર